# સ્વરાજ્ય

## એક કાવ્ય

ચન્દુલાલ મણીલાલ દેસાઇ

# સ્વરાજ્ય.



૧

મધુર સરોદે ઉદયગીતડાં ગાનારાં હો વ્હાલાં!
નવયુગજોમે નવીન તેજમાં ઉમંગથી ધુમનારાં!
સ્વરાજ્યવાદી સહોદરો હે ભરતબાળ વ્હાલાં!
હરે! હો! ભરત બાળ વ્હાલાં!
સ્વરાજ્ય છે ભોગવવાં તમ તો કહેશો વિધિયો જાણો?
યજ્ઞ અનેરા આદરવા શૂં અડગ હિંમતે મ્હાલો?

૨

તત્પર છો તમ ત્યાગી દેવા સ્વાર્થે જગત ધુંટવતા?
વિણુ અચકાયે હોમી દેવા સ્વાર્થ સકળ ભૂલન્તા?
તત્પર છો સૌ ઇચ્છિા મૂકવા સ્વરાજ્યની વેદીમાં? ✓
હરે! હો! સ્વરાજ્યની વેદીમાં.
સજ્જ થયા કહો કમર કસીને સ્વરાજ્યસાધુ બનવા?
જીભજોરે જગ જીતન આશા ખેલો સૌ કાયરના.

૩

બહુ જીભ જોરે જગત ઝઝુમે રાજ્ય નવ ધોળાશે,
મન રંજક પોપટ શૂં રહિને કર્મવીર લેખાશે!
લૂખી જીભે ગીતા પઢેથી, સ્વર્ગે કહો કોણુ જાશે?
હરે! હો! સ્વર્ગે કહો કોણુ જાશે?
સ્વર્ગ નથી શુકવાદી સારૂ સ્વરાજ્ય નહિં બકવાદે,
કર્મવીર થઇ જગ ઝુકનારાં મેળવશે માગે તે. ✓

૪

અદ્દભૂત ચિત્રો આલેખ્યાં છે સમયપટે ચિત્રેલાં,
જગત દોરતી નિજબળ ઝુલતી મહાન પ્રજા જીવનનાં?
આત્મ ખીલાવત બલિદાનનાં શા રંગો ત્યાં પૂર્યા!
હરે! હો! શા રંગો ત્યાં પૂર્યા.
પ્રિય ભાંડુ હો! મોટી હિંમત કહો છે તમ હૈયામાં,—
તમ જીવનનાં ચિત્રોથી આ ચિત્રો ઝાંખા કરવા?

૫

સુણ્યા છે કહો ગૌરવગર્જન પ્રચણ્ડ વીરજીવનનાં,
નૂતન ખણ્ડની મુકુટમણિસમ પ્રજા અમેરિકનનાં?
હૃદય ધબકતા શા દીધ ભોગો સ્વરાજ્ય મેળવવામાં,
હરે! હો! સ્વરાજ્ય મેળવવામાં.
ગગન ભેદતા જવાલમુખીસમ હૃદય એમનાં ઉછળ્યાં,
હલકટ ઇચ્છા ભસ્મ કરી સૌ દેશભક્તિની ધૂનમાં.

૬

"નિતનિત ખીલતા ઉદ્યોગો દૃઢ દેશોદયના પાયા,
"મન લલચાવક માલ વિદેશી અવનતિ કરતી માયા,"
અન્તર્જ્ઞાને સહજ સમજી લઇ દેશીવ્રત હરખાયાં;
હરે લઇ દેશીવ્રત હરખાયાં.
મન નિર્બલતા ઢાંકી દેવા ક્ષુદ્રવાદ નવ કીધા,
ભક્તિ ઝરતા આત્મજ્ઞાનમાં મનછલ મૂકી દીધા.

૭

ધન્ય! ધન્ય! હે મહાન પ્રજા તુજ ભાવ અજબ કોટીના,
વ્યર્થ દંભના હલકટ ઢાંકો સૌ ઝટ અળગા કીધા,

ભીષ્મપ્રતિજ્ઞાના ભડ બળથી માલ સ્વદેશી લીધા;
હરે! હો! માલ સ્વદેશી લીધા.
દેશી માલ મળે નહિં સારા તોય વિદેશી બાળ્યા,
કાયર બની પાછું નવ જોયું કર્તવ્યે રંગાયા.

૮

આત્મ કચડતી પરએડીના લાંછનથી લજવાયાં,
સિંહઘોષથી વીરજન ગાજ્યા પંપાળી નવ કાયા,
ત્વચા ઉઝડતા કામળ જાડા કાપડ અંગે ધાર્યા;
હરે! હો! કાપડ અંગે ધાર્યા.
કોમળતા મોટઇ નવ માની સ્વમાન મોંઘાં જાણ્યાં,
પરઆશે ઝુલનારાં જીવન શ્વાનસમાં પરમાણ્યાં.

૯

અડચણ વાદળ અતિ ઘુમરાયાં તોયે નહિં ગભરાયાં,
જ્યમ જ્યમ વાદળ વધતાં ચાલ્યાં ત્યમ ત્યમ બહુ હરખાયાં,
પ્રભુ કસોટી એ સૌ માની ઉગ્ર તપે મલકાયાં;
હરે! હા! ઉગ્ર તપે મલકાયાં.
લાખો દીનકર સમ સૌ ઝલક્યાં દઢ સંયમના જોરે,
વાદળ ત્રૂટી ઉડી ગયાંને સ્વરાજ્ય આવ્યું ખોળે.

૧૦

હિન્દ બાળ હે! ભાંડુ ભોળાં નવઉત્સાહે હસતાં,
આવો આપણ પણ તપ કરીએ સ્વમાનને જાળવવા,
અકળાયેલી હિન્દ માતને નવજીવન ઝુલવવા,
હરે! હો! નવજીવન ઝુલવવા;

જીવનસત્વને ચૂસી લેતા માલ વિદેશી મૂકીએ,
કેવળ ભાષણ કૈં નવ વળશે કર્તવ્યે બસ ઝુકીએ.

૧૧

હે સ્વરાજ્યવાદી ! નજરે કરો વળી નાનકડે જાપાને,
બલમદઉદ્ધત ગોરાઓનાં તોર ઉતાર્યા જેણે,
નિરાશ ડરતા જુને ખણ્ડ શાં પ્રગટાવ્યાં જોબનને !
હરે ! હો ! પ્રગટાવ્યાં જોબનને !
વર્ણશ્રેષ્ટતા જાળ પીંખી શી જગો મૂકાવી સઘળે !
શક્તિપૂજકને સૌ પૂજે શિખલાવ્યું દુનિયાને.

૧૨

જાપાને પણ રાજકુંડાળાં હતાં આપણા જેવાં,
મહિં મહિં દ્વેષી કાપાકાપી કરતાં આપણ જેવાં,
જગતપ્રગતિમાં હતા પછાડી એ પણ આપણ જેવાં,
હરે ! હો ! એ પણ આપણ જેવાં.
તદપિ ભય વાદળને જોતાં સ્વાર્થવસન ખંખેર્યાં,
દેશભક્તિની મસ્ત ધૂનમાં સ્નેહકવચ શાં પ્હેર્યાં !

૧૩

ધન્ય ! ધન્ય ! હે વીર જાપાની શૂર ત્યાગો શા કીધા !
એક ઝાઝ ગોરાનું નિરખી અદ્દભૂત બોધો લીધા,
દેશવિનાશક વેર ખસેડી ભેળાં થયાં ઝટ સીધાં !
હરે ! હો ! ભેળાં થયાં ઝટ સીધાં.
અતિ કડવાશે લડતાં'તાં પણ દેશભક્ત સૌ ગરવાં,
પરદેશીની કુમક લીધી નહિ દેશી ભાઈ સંહરવા,

૧૪

ઉલટું લડતા સરદારોએ રાજ્ય લોભ નવ રાખ્યા,
દેશપ્રેમમાં ગર્વ ભૂલીને "મીકાડો" શીરપર સ્થાપ્યા,
દાંભિક નિચ મોટાઈ નવ મ્હાલ્યા દેશ દેશ કરી જાગ્યા;
હરે! હો! દેશ દેશ કરી જાગ્યા.
સમગ્ર હિતમાં નીજ હિત માની જગ વિસ્મયમૂક કીધું,
ધન્ય! ધન્ય! એ દેશ ભક્તિ'ને ધન્ય ધન્ય એ જીવ્યું.

૧૫

મહિં મહિં ધપતા કલહ સમાતાં ગૌરવગર્જન હરખ્યાં,
સ્વાર્થત્યાગના સબળ પ્રતાપે જ્ઞાનનયન શાં ઝલક્યાં!
વિધવિધ વેશે સકળ પ્રદેશે દેશ જીવન શાં ચલક્યાં!
હરે! હો! દેશ જીવન શાં ચલક્યાં!
અર્ધસદીમાં ગરૂડવેગથી ઉન્નતિ શૃંગે ઉડ્યાં,
દેશભક્તિ તો તમ જાપાની! વિજયડંકે શા બજવ્યા!

૧૬

પ્રથમ ચીનને મહાત કરી'ને નયન ઉઘાડયાં જગનાં,
ગોરી પ્રજાઓ દ્વેષે દાઝી દેખી રકુમારાં બળ ત્યાં,
થનગન થનગન રશિયા કુદ્યું યત્ન કીધા સંહરવા;
હરે! હો! યત્ન કીધા સંહરવા.
યુરોપ જેનાથી થરથરતું તે તમ સામે ધાયું,
જગતે જાણ્યું જાપાનીનું મોત હવે છે આવ્યું.

૧૭

સમજ્યાં નહિં કે સ્વાર્થત્યાગની સમર્થ તારક શક્તિ,-
પ્રભુ ઘરનું છે અસ્ત્ર અનુપમ ભવ્ય બળે ઝગઝગતી,-

જગતવિનાશક કાળ ભયાનક માટે પણ છે પૂરતી;
હરે ! હો ! માટે પણ છે પૂરતી !
મહા તપ જોરે જેને હાથે ભડ શક્તિ આ રમતી,
ગર્વઅન્ધના પશુ બળની શી ત્યાં આગળ પછી ગણતી !

૧૮

રણવાધના પ્રેરકસૂરે જાપાની શાં પ્રજળ્યાં,
વીરનયન તલવારો ચમકી હૈયાં હરખી ઉછળ્યાં,
અતૂટવીજના જ્વલન્ત તેજે દેશજીવન શાં ઝલક્યાં,
હરે ! હો ! દેશજીવન શાં ઝલક્યાં.
કાયરતા કોઇએ નવ દાખી મંગલગીતે નાચ્યાં,
બાના બતાવી કોઇ નવ નાઠા, વીર હામે સૌ રાચ્યાં.

૧૯

સ્વ શ માટે જીવ દેવા તે ઉત્તમ માની સેવા,
હરિફાઇમાં સૌયે ઉતર્યા અનુપમ મૃત્યુ લેવા,
અચૂક મૃત્યુ મળવા માટે બીડાં ઝડપ્યાં કેવાં !
હરે ! હો ! બીડાં ઝડપ્યાં કેવાં !
ન્હાના મોટાં ગરિબ તવંગર સૌ ઝૂક્યાં મેદાને
હસ્તે મ્હોંડે ઘાવ ઝીલ્યા શા ધન્ય ધન્ય જાપાને !

૨૦

અબળ મનાતી સ્ત્રિયોએ પણ નૌતમ રંગ જમાવ્યા,
વિરાંગનાના તેજકહાસે નરને શૂર ચઢાવ્યાં,
અરિવિદારક પ્રભુશક્તિનાં કાળીરૂપ બતાવ્યાં,
હરે ! હો . કાળીરૂપ બતાવ્યાં.
દિવ્યાગ્નિ નયને પ્રગટાવી યુદ્ધનાદ લલકાર્યા,
દેશી બાંધવ દેવ બનાવ્યા તોડી દાનવ માયા.

૨૧

કૈં સ્ત્રિયોએ યુદ્ધફંડમાં અલંકાર નિજ નાંખ્યા,
કૈંયે તો શીરકેશ ઉતારી તોપ ખેંચવા આપ્યા,
કૈંયે તો વળી શસ્ત્ર સજી મેદાને મૃત્યુ માંગ્યાં;
હરે ! મેદાને મૃત્યુ માંગ્યાં.
કૈં સ્ત્રિયો થઈ દેવદૂત શી ઘાયલ સેવા કરવા,
દેશ બચાવ્વા સૌયે દોડી ભાવ ધરીને ગરવા.

૨૨

કારાગૃહ કેદી પણ ક્ષુધા લડવા માટે કેવા !
શુદ્ધ હૃદય આતુર શા બનિયા દેશની કરવા સેવા !
નિજ શોણિતથી પત્ર લખ્યા શા રજા રાજની લેવા !
હરે ! હો ! રજા રાજની લેવા !
આત્મોદ્ધારક દેશભક્તિ જ્યાં આવી નિત ઉભરાયે,
ગુલામી લાંછનની નિચ ધુંસરી એ દેશે ક્યમ આવે !

૨૩

રણસંગ્રામે ઇન્દ્ર ઝૂક્યાં સૌ અદ્દભૂત પરાક્રમ દાખ્યાં,
જ્યમ જ્યમ વીર કપાતાં ચાલ્યાં ત્યમ ત્યમ ઉત્સાહ વાધ્યાં,
દેશ માટ મેદાને મરવાં અહો ભાગ્ય ગણી રાચ્યાં;
હરે ! હો ! અહો ભાગ્ય ગણી રાચ્યાં.
ઘોડાપુરના રણ ક્ષુધવાટે દુશ્મન સામે ધાયા,
ભયથી રશિયન પૃથ્વિ ચોંટયા, સ્તબ્ધ બની સપડાયા.

૨૪

રશિયાએ તો રમત ગણી'તી જાપાની સંહરવા,
હલકટ ફાંકો રાખ્યો'તો બહુ ગોરી પ્રજાનો મનમાં,

ઢોંગ બધા એ ઝટ વિખરાયા, ગર્વ તૂટયાં સૌ બળનાં;
હરે ! હો ! ગર્વ તૂટયાં સૌ બળનાં.
સૂસવાટી વંટોળાસમ સૌ જાપાની વીર ઝૂક્યા,
દંભ બધાયે ગોરાઓનાં રજકણધર સમ ચૂંથ્યાં.

૨૫

સૂર્ય વાવટો ફફડાવીને 'બન્ઝાઇ' શૂર ત્રાડે,
જુની પ્રજાઓ નીંદથી જગવી ધન્ય વીર જાપાને,
સ્વરાજ્યરક્ષણના પ્રિય મન્ત્રો ગોખાવ્યા વળી એને,
હરે ! હો ! ગોખાવ્યા વળી એને.
નિરાશ તામસ ઘટ અન્ધારાં સંકેલાઈ સરક્યાં,
નવજીવનઉત્પાદક તેજો જુને ખણ્ડ શાં ઝલક્યાં.

૨૬

હે સ્વરાજ્યવાદી ! હિંમત છે કહો જાપાની સમ બનવા ?
દેશવિનાશક સ્વાર્થ બધાયે અરિ સમ અળગા કરવા ?
દ્વેષ પ્રજળતા દાવાનળ સૌ સ્નેહવારિથી શમવા ?
હરે ! હો ! સ્નેહવારિથી શમવા.
વિશાળ હૈયાની હિંમત કહો યજ્ઞો આમ ઉજવવા ?
સ્ફટિકભાવ કર્તવ્યે દાખી દેશપાય જીવ ધરવા ?

૨૭

ભાંડુ ! હે ! વળી નયન ઉંચકશો યુરોપ ખંડને ખુણે,
જીવન્ત જલધિકોટે રક્ષિત નિહાળશો ટાપુને,
પ્રભુ માનીતી પ્રજા દીસે જ્યાં નિત નવશક્તિ ઝીલે !
હરે ! હો નિત નવશક્તિ ઝીલે.
વ્હાલી દુઃખી માતૃભૂમિપર નિશાન જેનાં ફરકે;

જેની પાસે સ્વરાજ્ય લેવાં આપણુ મથતાં હરખે.

૨૮

ભૂત કાળ શા ભોગો દીધા મહાન્ પ્રજા ઈંગ્લંડે,
પ્રજાજીવનને પ્રફુલ્લ કરવા તપ કીધાં શાં એણે!
હજીયે સબળાં તપ શાં કરતી હસિતવદન જયવેણે;
હરે! હો! હસિત વદન જયવેણે!
"બ્રીટન કદી નવ ગુલામ બનશે" ગીત ગાતી સહગર્વે,
સ્વમાનને કયમ જાળવવાં તે જગત શીખાવત કમ.

૨૯

"ઇશ્વર મૂર્તિ ભૂપ નથી, પણ સમાજનો સેવક એ,
"સમસ્ત લોકમત એજ પ્રભુ છે રાજા એની નીચે."
અજબ દૈવતી પૂણ્યસૂત્રનું દર્શન દીધ શુભ રીતે;
હરે! હો! દર્શન દીધ શુભ રીતે.
સમસ્ત લોકમત સામા થાયે તે કયમ ઉખડી જાયે,
ન્યાય કરી રાજા નિજ મારી રંગ પૂર્યા ઇતિહાસે.

૩૦

આંગ્લભૂમિની ઝળતી તવારિખ જગદ્ગુરૂસમ હસતી,
અન્તર બળતી રડતી પ્રજાની ભ્રમણાઓ દૂર કરતી,
પ્રગતિપગથિયાં કયમ ચઢવાં એ વિણબોલે શીખવતી;
હરે! હો! વિણબોલે શીખવતી.
શાન્તમનનના દૃઢનિશ્ચયથી સંકટ કયમ સંહરવાં,
રાજ્યબાજીના કપરા પાડો ઈંગ્લાંડે શીખવ્યા શા!

૩૧

દૂષવને પ્રગટેલા છેલ્લા વિશ્વરૂંધવતા યુદ્ધે,

અનુપમ લક્ષણ શાં બતલાવ્યાં સબળ પ્રજા ઈંગ્લંડે,
ભેદ રહિત સૌ લસબસ બનિયાં દેશભક્તિના રંગે;
હરે ! હો ! દેશભક્તિના રંગે.
રાજાથી તે નિર્ધન માંડી એક અવાજે ઉછળ્યાં,
મહાપરાક્રમી કુશળમિજાજી જર્મન સામે લડવા.

૩૨

જગલોકે ઝટ માની લીધું વ્યાપારિ શું લડશે !
છળબળથી સત્તા ભોગવતું તે યુધ્ધે જઈ મરશે,
ઠાલી દાંભિકડોળ બધાએ સૌએ નિતરી પડશે;
હરે ! હો ! સૌયે નિતરી પડશે.
નૌકાબળ એનું મોટું પણ ભૂમિ પર નહિં ચાલે,
જર્મન સાથે યુદ્ધબાથમાં નિશ્ચય ઈંગ્લંડ હારે.

૩૩

વ્યાપારિ પણ સ્વમાનપૂજક સબળ પ્રજા ઈંગ્લંડની,
જર્મનનાદ સુણીને રણમાં ક્ષત્રિ બની ઝૂકીશી !
દેશભક્તિને મોટી ગણી નહિં શ્વાન બની લક્ષ્મિની;
અરે ! નહિં શ્વાન બની લક્ષ્મિની.
ઇજ્જતહીણું જીવન એણે ધૂળ સમું પરમાણ્યું,
ભાવિપ્રજાની આશિષ લેવા રણયજ્ઞે મન માન્યું.

૩૪

અણુધાર્યાં બળિદાનો દીધાં એકમેકથી ચઢતાં,
સ્વાર્થ ભૂલ્યાં સૌયે નિજ નિજનાં દેશ ધૂનમાં ફરતાં,
અદ્ભૂત યોજકશક્તિ દાખી દુશ્મન સામે લડતાં;
હરે ! હો ! દુશ્મન સામે લડતાં.

વિસ્મયબાલું જગત બનવતી રાજ્યકળા બતલાવી,
નિરાશ વાદી કદી બની નહિં મહાન પ્રજા ઇંગ્લંડની.

૩૫

ધન્ય ! ધન્ય ! હે આંગ્લભૂમિ ! વીર બાળક જન્મ્યાં ખોળે,
માત પ્રતિષ્ઠા જાળવવા શૂર ઉછળ્યાં પ્રેમળ જોરે,
કર્મયોગના અતૂલબળથી કરી ત્હને હસતે મ્હોંડે;
હરે ! હો ! કરી ત્હને હસતે મ્હોંડે.
પાંચ કરોડની વસ્તિમાંથી અગણિત યોગી ઝળક્યાં,
લાખો વીરા માત દીપાવા પ્રાણ ત્યાગતા હરખ્યાં.

૩૬

ઉંચી આશે રમનારાં હો ! સ્વરાજ્ય ગીત ગાનારાં !
ઇંગ્લંડ પાસે હક લેવાની વાતો બહુ કરનારાં,
તેત્રિસ કોટી અહિં આપણે બાળ હિન્દ માતાનાં;
હરે ! હો ! બાળ હિન્દ માતાનાં.
કહેશો કેટલાં માત હસાવા કર્મવીર નિકળ્યાં ત્યાં,
ચરિતસૂના દાંભિક નહિં પણ નિસ્વાર્થી અન્તઃરનાં ?

૩૭

વર્તમાનની જગતઅગ્રણિ પ્રજા બધી વખણાતી,
વિધ વિધ રૂપે કર્મયોગબળ અખણ્ડ સૌ દાખવતી,
પ્રજા પ્રગતિના સકળ અંગમાં અજબ રીતે શી ઘુમતી !
હરે હો ! અજબ રીતે શી ઘુમતી.
એજ ભાવથી ભાંડુ જ્યારે આપણ પણ જગ ઘુમશું,
ત્રાસ બધાયે ગળી જશે' ને આપણ પણ જગ હસશું;

૩૮

દેશવિનાશક દુર્ગુણ ઝરતાં તામસધુમ્મસ ધાડાં,

જીવનવેલને ચીમડી દઇને સત્વ બધું હરનારાં,
પૃથ્વિપર આ કાય આપણી ભારરૂપ કરનારાં;
હરે ! હો ! ભારરૂપ કરનારાં.
આવો વ્હાલાં દિવ્યપ્રેમથી નોતમ તપ આદરીએ.
પુણ્યજીવનના જ્ઞાનતેજથી એ ધુમ્મસ દુર કરીએ.

૩૯

રૂષિ વીરનરનાં બાળ આપણે પૂર્વજ ક્યમ વિસરીએ !
પૂર્વજસમ ફરી ગૌરવવન્તાં આપણ ક્યમ નવ થઇએ !
એજ રૂધિર' ને એજ હાડ તો ક્યમ કહો પાછા પડીએ !
હરે ! હો ! ક્યમ કહો પાછા પડીએ.
જગત પ્રજાઓની ગણતીમાં અધમ કીડા સમ ફરવું,
ધિઃક ધિઃક એ જીવન આપણું બ્હેતર એથી મરવું.

૪૦

સ્વરાજ્ય લઇને નથી આપણે કેવલ લક્ષ્મિ પૂજવી,
પશુબળથી નથી અન્ધ બની' ને અબળ પ્રજાઓ પીડવી,
છળબળછળતી રાજ્યનીતિને નથી કદી વ્હાલી કરવી;
હરે ! હો ! નથી કદી વ્હાલી કરવી.
સ્વરાજ્ય છે મેળવવું તો તે જગતસેવના કાજે,
સ્નેહભીના પ્રભુ ગીત જગાવી જગત દોરવા માટે.

૪૧

ઉંધી પૂતળીઓ જગ બાંધી અન્ધારે અથડાયે,
અધમ ભાવનાથી લલચાઇ ભાન ભૂલી ગભરાયે,
દ્વેષ લોભ' ને મત્સરથી સૌ મહિં મહિં કાપી રિબાયે;
હરે ! હો ! મહિં મહિં કાપી રિબાયે.

" એક તાતના બાળક સૌયે " જગતમહિં છે ભૂલ્યાં.
દાનવમાયા જડવાદે સૌ જગતમહિં છે ઝૂલ્યાં.

૪૨

ભાંડુ વ્હાલાં ! સ્વરાજ્ય લઇ આ માયા નીચ સંહરશું,
રૂષિ મુનિવરના નિર્મળ બોધો જગત ફરી ફેલવશું,
પ્રેરક સૌરભ પ્રભુપ્રેમની વિશ્વ મહિં ફરફરશું;
હરે ! હો ! વિશ્વ મહિં ફરફરશું.
દેશી વિદેશી ભ્રમણા ભૂલવી જગત સ્નેહમય કરશું,
એક પાણીની છોળ બધી એ જ્ઞાન જગતમાં ભરશું.

